અક્ષરે લખ્યું હોય અથવા ચીતર્યું હોય, તો તે ભુંસી નાખે કે અંદર ડાઘો પાડે.

હિંમતની બા તેને અને તેની બેન કમળાને લઈ રામલાલ નામના પોતાના કોઇ સગાને મળવા ગઇ. રામલાલને સુંદરલાલ નામનો એક છોકરો અને સુકન્યા નામની છોકરી હતી. બધા છોકરાં ઘરની પાછળના વાડામાં રમવા ગયાં. વાડામાં એક હીંચકો બાંધેલો હતો. એક 'જણ હીંચકા પર



બેસે અને બીજાં તે હીંચકો હલાવે, એમ તેમણે

ઠરાવ્યું. હિંમત હીંચકા ખાવા બેઠો, ત્યારે કમળા હીંચકો ચલાવતી હતી. કમળાથી તે હીંચકો બરાબર ચલાવાતો નહિ. તે આડો અવળો ચાલવા લાગ્યો. આથી હિંમતને રીસ ચડી અને તે હીંચકા પરથી ઉતરી પડ્યો. પણ તે એવી ખરાબ રીતે ઉતર્યો કે હીંચકો ઉછળી તેની બેનના કપાળમાં વાગ્યો. બિચારી કમળા પડી ગઈ, અને તેના માથામાંથી લોહી નીકળવા લાગ્યું.

કોઈ આંધળો માણસ લાકડી ઠોકતો રસ્તે જતો હોય, તો હિંમત તેની લાકડી ખેંચી લેતો. રસ્તે કોઇ ગાંડો જતો હોય તો હિંમત તેને ખૂબ ખીજવતો. તે કોઈને મદદ કરતો નહિ, પણ બધાં-ને પજવતો. તેથી તે કોઇને ગમતો નહિ.

છોકરાઓ, તમે હિંમત જેવા થશો નહિ. તમે હિંમત જેવા થશો, તો તમને કોઈ હેતથી બોલાવશે નહિ



# પાઠ ૩૧ મો. પ્રાર્થના.

(ગઝલ)

પ્રભુ નમીએ પૂરી પ્રીતે,
સુખી કર તું સુખી કર તું;
સ્તુતિ કરીએ રૂડી રીતે,
સુખી કર તું સુખી કર તું. ૧
બનાવી તેં બધી દુનિયા,
બનાવ્યા તેં ઉંડા દરિયા;
સૂરજ ને ચંદ્ર ઝગમગીયા,
સુખી કર તું સુખી કર તું. ૨
વળી આકાશમાં તારા,
ઘણે ઉંચે જ ફરનારા;
બનાવ્યા તેં પ્રભુ પ્યારા,
સુખી કર તું સુખી કર તું. ૩
જગત આખા ઉપર તારી,
નજર ફરતી રહે ન્યારી;
અમારાં કામ જોનારી,
સુખી કર તું સુખી કર તું. ૪
બધાંએ પાપ બાળી દે;
વળી બુદ્ધિ રૂપાળી દે;
નમીએ હાથ જોડીને,
સુખી કર તું સુખી કર તું. ૫

# પાઠ ૩૨ મો. લુહારની દુકાને—ભાગ ૧.



ધમણ                    તણખા

ગુરુજી—ચાલો છોકરાં, આજે આપણે લુહારની દુકાન જોવા જઇએ.

(લુહારની દુકાન આગળ આવી પહોંચે છે.)

પીરોજશાહ—ગુરુજી, પેલું લાલ લાલ શું છે?

ગુરુજી—પીરોજ, એ લોઢું છે.

પીરોજશાહ—ગુરુજી, લોઢું આવું લાલ લાલ ક્યાં હોય છે? એ તો કાળું હોય છે.

ગુરુજી—લોઢાને ખૂબ તપાવે ત્યારે તે લાલ થઈ જાય છે.

ચીમનલાલ—ગુરુજી, જુઓ તો ખરા! પેલો દેવતા કેવો બળે છે! એમાંથી તણખા કેવા ઉડે છે! પેલું નાનું મોટું થાય છે તે શું છે?

ગુરુજી—ચીમનભાઈ, એ ધમણ કહેવાય. લુહાર આ વાંસડો ઉંચો નીચો કરે છે, ત્યારે તેમાં પહેલાં હવા ભરાય છે, અને પછી તે હવા દબાઈ પેલી ભૂંગળીમાં થઈ આ દેવતામાં આવે છે.

રતનલાલ—ગુરુજી, દેવતાના હવા શું કામ પસાર કરતા હશે?

ગુરુજી—હવા વગર કંઈ ચીજ બળે નહિ. આપણે ઘેર ચુલામાં લાકડાં કેવાં પોલાં પોલાં મૂકે છે? લાકડાં એમ પોલાં ન ગોઠવે તો અંદર હવા જાય નહિ, અને લાકડાં સળગે નહિ. જ્યારે લાકડાં બરાબર બળતાં નથી અને ધુમાડો થાય છે ત્યારે ભૂંગળી વડે ફુંકવું પડે છે કે પંખાથી પવન નાખવો પડે છે. ધમણ ચલાવે છે ત્યારે દેવતા કેવો બળે છે! પેલો અવાજ થાય છે તે ધમણમાંથી આવતા પવનનો છે. તે કેવો ફરરૂ કરતો આવે છે!

---

## પાઠ ૩૩ મો. લુહારની દુકાને—ભાગ ૨.

એરણ    છીણી    વલે

પીરોજશાહ—ગુરુજી, લોઢાને શું કામ તપાવતા હશે?

ગુરુજી—પીરોજશાહ, લુહાર શું કરે છે તે જોયું? તપીને લાલ થયેલા લોઢા પર તે જોરથી હથોડા મારે છે. એ લોઢાને હથોડાથી ટીપે છે. એથી શું થાય છે?

પીરોજશાહ—ટીપવાથી લોઢું દબાય છે, અને પહોળું ને લાંબું થાય છે.

ગુરુજી—ટીપવાથી એમ આકાર બદલાય ત્યારે તે ઘડાયું કહેવાય. લુહાર હથોડાથી લોઢું ઘડે છે. લોઢું તપાવ્યું ન હોય તો ન ઘડાય. ઠંડા લોઢા પર હથોડા મારે તો તે તૂટી જાય, પણ ઘડાય નહિ.

ચીમનલાલ—ગુરુજી, ઠડું લોઢું કેમ ન ઘડાય અને તપાવેલું કેમ ઘડાય?

ગુરુજી—ઠંડું લોઢું કઠણ હોય છે. તપાવવાથી તે પોચું થાય છે, એટલે ઘડાય છે.

રતનલાલ—ગુરુજી, જેની પર મૂકીને લોઢાને ઘડે છે તે શું કહેવાય?

ગુરુજી—એનું નામ એરણ છે. એ ઘણું મજબૂત હોય છે. ગમે તેટલા જોરથી હથોડા વાગે પણ

એ ભાંગી જતું નથી. એની પીઠ કેવી મેજ જેવી છે ! એરણની એક બાજુ પેલો ગોળ હાથો જોયો કે ? લોઢું વાળવું હોય છે, ત્યારે લુહાર તેની પર મૂકી હથોડા મારે છે. જુઓ, હવે લુહાર પેલો સળીયો કાપે છે.

પીરોજશાહ—ગુરુજી, જેનાથી સળીયો કાપે છે તે શું કહેવાય ?

ગુરુજી—એ છીણી કહેવાય. સળીયા પર છીણી મૂકી પછી તે છીણી પર હથોડા મારે છે. જુઓ ત્યારે, લોઢું તપાવવાનો આ ચુલો છે, તે ભઠ્ઠી કહેવાય. પેલી ધમણ કહેવાય. જુઓ, અહીં કેટલા બધા હથોડા છે ! કોઈ નાના છે તો કોઈ મોટા છે. તપેલા લોઢાને લુહાર સાંણસીથી પકડી બહાર કાઢે છે, અને એરણ પર મૂકી હથોડાના ઘા મારી ઘડે છે. લોઢાને વાળવું હોય તો પેલા ગોળ હાથા પર મૂકી ઘડે છે. લોઢું કાપવું હોય તો પેલી છીણીથી કાપે છે. લોઢામાં કાણું પાડવું હોય તો પેલા ખીલાથી પાડે છે.

પીરોજશાહ—ગુરુજી, આ દુકાનમાં તો બહુ તાપ લાગે છે. ઉનાળામાં લુહારની શી વલે થતી હશે !

---

# પાઠ ૩૪ મો. ધાતુઓ.

તાંબાકુંડી ઘરેણાં સાંકળાં

ત+ત=ત્ત. પિત્તળ

આ લોઢું છે. ચાકુનાં પાનાં, કાતર, ખીલા, સાંકળ, સળીયા, કઠેરા એ બધી ચીજો લોઢાની થાય છે. સોય પણ લોઢાની હોય છે. સાંણસી તથા તવી પણ લોઢાનાં બને છે. લોઢું બહુ કઠણ પદાર્થ છે. આ પથરો ભોંય પર નાખી જુઓ. કેવો અવાજ થયો ? હવે આ લોઢાનું પતરૂં ભોંય પર નાખો. હવે કેવો અવાજ થાય છે ? પત્થરનો તો 'ઠબ્' એવો અવાજ થાય છે. પણ આ લોઢાના પતરાનો તો 'ખણણ્' એવો અવાજ થાય છે. લોઢાના જાડા અને પાતળા સળીયા થાય છે. પત્થર કે માટીના એવા સળીયા થતા નથી.

જુઓ, આ શું છે તે તમે જાણો છો ? એ પિત્તળ છે આપણા ઘરમાં લોટા, લોટીઓ, થાળી અને વાડકા હોય છે તે પિત્તળનાં હોય છે. પિત્તળનો રંગ કેવો છે ? પિત્તળનો રંગ પીળો છે. પિત્તળને ટીપી તેનું પતરૂં બનાવાય છે. પત્થર કે માટીને ટીપવાથી તેમનાં પતરાં બનતાં નથી પિત્તળનાં વાસણને માંજીને સાફ ન રાખે તો કાળા થઈ જાય.

એમને માંજે તોજ ઉજળા અને ચળકતાં રહે. પિત્તળનું વાસણ ભોંય પર પડે છે, ત્યારે ખણણૂ અવાજ થાય છે.

આ લોટો તો રાતા રંગનો છે. એ શેનો હશે ? એ તાંબાનો છે. તાંબુ રંગે લાલ હોય છે. તાંબાકુંડીઓ અને કથરોટો તાંબાની થાય છે. તાંબાનાં પણ પતરાં અને તાર થાય છે. એ પણ ભોંય પર પડે છે ત્યારે ખણણૂ એમ અવાજ થાય છે.

આ વીંટી સોનાની છે. બૈરાં સોનાની બંગડીઓ પહેરે છે. સોનાનાં બીજાં પણ ઘરેણા થાય છે. સોનાનાં પાતળા પતરાં અને તાર થાય છે. એનો પણ સારો અવાજ થાય છે. ચાંદી રંગે ધોળી છે. એના પણ ઘરેણાં થાય છે. બૈરાંઓ પગે સાંકળાં પહેરે છે તે ચાંદીનાં બને છે.

લોઢું, પિત્તળ, તાબું, સોનું, ચાંદી, સીસું, કલાઈ એ બધા પદાર્થ ધાતુ કહેવાય છે. લોઢું ધાતુ છે પિત્તળ પણ ધાતુ છે, અને ચાંદી પણ ધાતુ છે. ટીપવાથી જેના તાર અને પતરાં થાય તેવા પદાર્થ ધાતુ કહેવાય.

આ મેલા રંગની ભારે ધાતુ છે. એ શું છે ? એ સીસું છે. એને કાગળ પર ઘસો. શું થાય છે ?

એનાથી કાગળ પર કાળો લીટો થાય છે. હવે એને ચાકુથી કાપો; એ કપાય છે કે ? હા જી, એ કપાય છે. એ ભારે છે પણ પોચી છે. આ સફેદ ધાતુ કલાઇ છે. પિત્તળ અને તાંબાનાં વાસણને ઉનાં કરી તેની પર કલાઈ ચડાવે છે, ત્યારે તે ધોળાં થઇ જાય છે. કલાઈ ચડાવેલાં વાસણ કટાતાં નથી.

---

## પાઠ ૩૫ મો. સિક્કા.

ચળકતો ઝાંખો ઢબુ નિકલ

આ પાઇ છે. એનો આકાર કેવો છે? એ ગોળ છે. એ શેની બનેલી છે? એ તાબાની બનેલી છે.

આ પૈસો છે. એનો આકાર કેવો છે ? એનો આકાર પણ ગોળ છે. એ શેનો બનેલો છે ? એ તાંબાનો બનેલો છે. તાંબું શું છે ? તાંબું એ ધાતુ છે. એનો રંગ કેવો છે ? એનો રંગ રાતો છે. નવો પૈસો ચળકતો અને ચોકખો હોય છે. જુનો થાય છે ત્યારે તે ઝાંખો અને મેલો થઇ જાય છે. એક પૈસાની ત્રણ પાઇ આવે. ત્રણ પાઇનો પૈસો થાય.

આ ઢબુ છે. ઢબુ કોઇને આપીએ, તો તે આપણને બે પૈસા આપે. બે પૈસાનો ઢબુ થાય. ઢબુના પૈસા કેટલા ? કેટલા પૈસાનો ઢબુ થાય ?

આ આની છે. એનો રંગ કેવો છે ? એનો રંગ ધોળો છે. એ પૈસા જેવી ગોળ છે ? ના જી, એની કોર પૈસા જેવી ગોળ નથી, પણ વાંકી ચુંકી છે. આની મોટી કે પૈસો મોટો ? જી, પૈસો મોટો. એક આનીના ચાર પૈસા આવે. ચાર પૈસાની આની થાય. આનીના પૈસા કેટલા થાય ? આનીના પૈસા ચાર થાય. આની શેની બની છે ? આની 'નિકલ' નામની ધાતુની બનેલી છે. નિકલ એ ધોળી ધાતુ છે.

આ બેઆની છે. એ પણ ધોળી છે. એ કેવી નાની છે ! એ ગોળ છે. એ પાઈના જેટલી નાની છે, પણ ધોળી છે. બેઆનીની આનીઓ બે આવે, અને પૈસા આઠ આવે. આ બેઆની ચાંદીની છે. તમે ચાંદી જોઈ છે કે ? હા જી, મેં ચાંદી જોઈ છે. તેનો રંગ કેવો હોય છે ? તેનો રંગ ધોળો હોય છે. તે પડે છે ત્યારે કેવી ખખડે છે ! જુઓ, આ પણ બેઆની છે. એ ગોળ છે ? ના જી, એ ગોળ નથી. એ ચોખંડી છે. આના પેઠે એ પણ નિકલની છે.

આ પાવલી છે. એ ચાંદીની છે. પાવલીની ચાર આનીઓ આવે. પાવલીના પૈસા સોળ આવે. એક આનીના પૈસા ચાર આવે, તો ચાર આનીના કેટલા પૈસા આવે ? ચાર આનાના સોળ પૈસા આવે.

આ પણ પાવલી છે. એ નિકલની છે. એનો આકાર આની જેવો છે, પણ એ મોટી છે. પાવલીની બે-આની બે આવે, અને આની ચાર આવે.

આ અર્ધો રૂપીઓ છે. એ ચાંદીનો છે. એ પૈસા જેવડો છે પણ ધોળો છે. અર્ધા રૂપીઆની પાવલીઓ બે આવે. એની બેઆની ચાર આવે. એની આની આઠ આવે ને એના પૈસા બત્રીસ આવે.

આ રૂપીઓ છે. એ પણ ચાંદીનો છે. એના અર્ધા રૂપીઆ બે આવે. એની પાવલી ચાર આવે. એની બેઆની આઠ આવે. એની આની સોળ આવે, અને એના પૈસા ચોસઠ આવે. ચાંદીની પાવલી, અડધા અને રૂપીઆને ધાર પર કાંગરી હોય છે. પાઇ, પૈસા કે ઢબુને એવી કાંગરી નથી હોતી.

૩ પાઇનો પૈસો.
૨ પૈસાનો ઢબુ.
૪ પૈસાનો આનો.
૨ આનાની બેઆની.
૪ આનાની પાવલી.
૮ આનાનો અધો.
૧૬ આનાનો રૂપીઓ.

---

# પાઠ ૩૬ મો. પરગજુ દિનકર.



ધર્મશાળા હમેશાં તૈયાર વ્+હ=વ્હ. વ્હાલ

દિનકર ઘણો ભલો છોકરો હતો. તે સૌનું કામ કરતો. ઘરમાં તે તેની નાની બેન સુશીલાને તેના કામમાં મદદ કરતો. સુશીલા કુવેથી પાણી ભરી આવતી હોય તો તેનો ઘડો તે ઉપાડવા લાગતો. તે કામ કરતી હોય અને પોતે પાઠ કરી રહ્યા હોય તો તેની પાસે બેસી સારી સારી વાતો કરી તે તેને

ખુશ કરતો. એની બા કે બીજું કોઇ કંઇ ખાવાનુ આપે તો પોતાની બેનને તેમાંથી આપ્યા વગર તે ખાતો નહિ તેની બેન પર તેને બહુ વ્હાલ હતું. તેની મા કે બાપ જે કાંઇ કામ કરવાનું કહે તે ને ઉમંગથી હસતે મોઢે કરી નાખતો. રસ્તામા પત્થર કે કાચ પડયા હોય તો દિનકર આઘે નાખી દેતો કે જેથી તે કોઇને વાગે નહિ.



એક દિવસ દિનકર તેના ભાઇબંધો જોડે

રમતો હતો, ત્યાં એક આંધળો માણસ આવ્યો. તેણે પૂછયું, 'ભાઈ, ધર્મશાળા કયાં છે ?' દિનકર રમવાનું છોડી તેને ધર્મશાળા સુધી દોરી ગયો. એક વાર દિનકર આગગાડીમાં બેસી સુરત જતો હતો. તેના ડબ્બામાં દશ માણસ થઇ ગયાં હતાં. તેવામાં એક ડોસો તેના ડબ્બામાં આવ્યો. બેસવાની જગા ન હોવાથી તે ઉભો રહ્યો. દિનકરે ઉઠી તેને પોતાની જગા ઉપર બેસાડયો અને પોતે ઉભો રહ્યો.

ઘરડાં, તથા નબળાં માણસોને તેમજ બૈરાંઓ-ને દિનકર હમેશાં મદદ કરતો. તેનું મોં હમેશાં હસતું રહેતું બધા લોક દિનકર પર વ્હાલ રાખતા અને તેના પરગજુપણાનાં વખાણ કરતા. છોક-રાઓ, તમે દિનકર જેવા થજો. બીજાને મદદ કરવા હમેશાં તૈયાર રહેજો.

---

# પાઠ ૩૭ મો. ઘરડો ઘોડો.

| | | | |
|---|---|---|---|
| હણહણવું | છટા | ચંદી | માલીક |
| આંકોશીઆં | ચુમાવી | વાળુ | નિર્દય |
| કેદખાનું | દાનત | વર્તે | |

લ્+લ=લ્લ. ઉલ્લાસ ગ્+ઋ=ગૃ. સ્+થ=સ્થ. ગૃહસ્થ

હવે તો હું ઘરડો થયો છું. જુવાન હતો ત્યારે હું બહુ દેખાવડો હતો. મારી ચાલવાની અને દોડવાની છટાથી બધા ખુશ થતા. પણ હવે તો જે થોડાં ઘણાં વર્ષ જીવવાનું છે તેમાં મારે સંતોષથી રહેવું જોઇએ.

જુવાન હતો ત્યારે હું એક ખેતર પર રહેતો. મારો શેઠ બહુ માયાળુ હતો, અને મને સારી રીતે ખવડાવતો. મારે રહેવા સાફ તબેલો હતો અને મને મનમાન્યાં ઘાસ તથા ચંદી ખાવા માટે આપવામાં આવતાં. મારો શેઠ મારી ખબર લેવા રોજ તબેલે આવતો. હું તેનો અવાજ ઓળખતો અને તેને આવતો જાણું એટલે ખુશી થઈ હણહણતો.

તે મને પોતાના હાથથી થાબડતો અને એવા માયાળુપણાથી ને ઉમંગ ઉલ્લાસથી મારી જોડે

વાતો કરતો કે મને તે વખતે બહુજ સુખ થતું-મને એ માયાળુ શેઠ પર બહુ વ્હાલ હતું, અને તેને લીધે હું ઘણા ઉમંગથી તેનું કામ કરતો.

બે એક વર્ષ પછી મારા શેઠને પરદેશ જવાનું થયું, એટલે તેમણે મને વેચી દીધો. ત્યાર પછી તો મેં ઘણો તડકો છાંયડો જોયો છે. મારો હાલનો શેઠ મને પેટ પુરતું ખાવા આપતો નથી અને આપે તો ચુમાવી ચુમાવીને આપે છે.

આખો દિવસ સખત મજૂરી કર્યાં પછી તેને બે કલાક મોડું વાળુ મળે તો તેની શી વલે થાય? તો શું મને જીવ નથી? હું બોલી શકતો નથી તેથી શું થયું? ઘણીવાર તે ગાડીમાં એટલો બધો ભાર ભરે છે કે તે ખેંચતાં મારાં આંકોશીઆં ઉંચાં આવે છે.

એક દિવસ મારા આ નવા શેઠ મને ખીચોખીચ ભરેલી ગાડીએ જોડી લઈ જતા હતા. તેવામાં એક ગૃહસ્થ ત્યાં આવી પહોંચ્યા અને ગાડીમાંથી કેટલોક ભાર ઉતરાવી લીધો. તેમણે મારા શેઠને કહ્યું, "તમે આ બિચારા ઘોડા પાસે કેટલો બધો ભાર ખેંચાવો છો? તમારા જેવા નિર્દય માણસને સજા થવી જોઇએ."

મારા માલીકનું બધું કામ હું તો સારી દાનતથી કરૂં છું. તે મારી જોડે માયાળુ રીતે વર્તે તો કેવું સારૂં! મારા માલીકે સમજવું જોઇએ કે તેનો પણ એક માલીક છે, જેને બધાં પ્રાણીની દયા છે, અને જે બધાનું કરેલું જાણે છે. તેનાથી કશું અજાણ્યું નથી.

---

# પાઠ ૩૮ મો. વાદળની ગાડી.

( સવૈયા )

પાણીનાં ટીપાં કાંઈ નાનાં,
　　રહેતાં સાગર ઘેર;
એક વખત હરવા ફરવાને,
　　ધાર્યું મન શુભ પેર.

વાદળની ગાડી ત્યાં કીધી,
　　પવને હાંકી પૂર;
જંગલ, ગામ ઉપર થઇ ચાલ્યાં
　　ફરતાં હરતાં દૂર.

પણ તેઓ તો હતાં ઘણાં,
　　ઓ ! ગાડી ભાંગી એમ;
ને ગભરાઇ નીચે બીચારાં,
　　તુટી પડયાં ત્યાં તેમ.

પછી લીલને ઘાસ મહીં તો,
　　ભટકયાં તે બહુ પેર,
ને છેવટ નદી એક લઈ ગઇ,
　　તે સહુને ફરી ઘેર.

( ખબરદાર )

# પાઠ ૩૯ મો. કુવો.

થાળું ગરગડી.

આ કુવો છે. અહીં લોકો પાણી ભરવા આવે છે. એનું પાણી મીઠું છે. જુઓ, પેલાં બૈરાં માથે બેડાં મૂકી પાણી ભરવા આવે છે. તે જોડે દોરડું પણ લાવે છે.

દોરડાને છેડે ગાળો હોય છે ઘડાના મોં પર ગાળો બાંધીને ઘડાને કુવામાં ઉતારે છે. ઘડો પાણીએ પહોંચે છે, એટલે તેને આમ તેમ હલાવી પાણીમા ડુબાવે છે. તેમાં પાણી ભરાય છે એટલે તેને ઉપર ખેંચી લે છે. ઘડા વતી તે પેલો દેગડો ભરે છે. ઘડો અને દેગડો મળી બેડું કહેવાય. બેડું ભરાય છે એટલે તેને માથે ચડાવી તે ઘેર જાય છે.

કુવાની આસપાસ ગોળ ઓટલા જેવુ છે, તે કુવાનુ થાળું કહેવાય. એની ઉપર ઉભા રહી લોક પાણી ભરે છે. પાણી ભરતાં કોઇ કુવામાં પડી ન જાય, માટે કુવાને ફરતો જાળીવાળો કઠેરો છે. એ કઠેરા ઉપર ગરગડીઓ જડી છે. ગરગડી પર દોરડું રાખવાથી પાણી કાઢવું સહેલું પડે છે. ગર-ગડી ન હોય તો કુવાની કોરાણે પગ રાખી વાંકા

વળી પાણી કાઢવું પડે, અને તેમ કરતાં કદાચ કુવામાં ઉથલી પડાય.

આ કુવાનું પાણી સારૂં છે. એ બહુ ઉંડો છે. એમાં ઘણે ઉંડેથી પાણી આવે છે. ઉંડા કુવાનુ પાણી સારૂં હોય છે. એની ઉપર આ જાળી છે, તેથી તેની અંદર ઝાડનાં પાંદડાં કે એવો કંઈ કચરો પડતો નથી. એના થાળા પર પાણી ઢોળાય છે તે પાછું કુવામાં પડતું નથી, પણ બહાર વહી જાય છે. થાળા પર લોકો નહાય અને વાસણ માંજે તેથી તેની પર ઢોળાએલું પાણી કુવામાં જાય, તો કુવાનું પાણી ખરાબ થાય.

જુઓ, પેલાં માંજેલાં બેડાં કેવાં ચળકે છે! બૈરાં પાણી ખેંચે છે, ત્યારે ગરગડી કેવી બોલે છે! પણે પેલો પખાલી એના પાડાને લઇ પાણી ભરવા આવ્યો છે. ચામડાની ડોલથી એ પખાલમાં પાણી ભરે છે. પેલી બૈરીઓ હસી હસીને કેવી વાતો કરે છે! પેલી બે છોકરીઓ બૂમો પાડી લડે છે. કુવા પર આમ લડે તે સારૂં ન કહેવાય.

---

# પાઠ ૪૦ મો. મંદિર.



| | | | |
|---|---|---|---|
| શિખર | સેવાળ | ચોગાન | ઓરારી |
| દર્શન | મંડપ | ગભાર | ધર્મશાળા |

આ મંદિરનું ચિત્ર છે. પેલું ઉંચું છે તે મંદિરનું શિખર કહેવાય. એનું શિખર કેવું ઉંચુ ગગનમાં જાય છે! પણે આઘેથી એ શિખર દેખાય છે. શિખર પર ધજા કેવી ફરફરે છે! મંદિરની આગળ તળાવ છે. કેટલાક લોક તળાવની પાળ પર બેઠા છે, અને કેટલાએક તેમાં નાહે છે. તળાવનું પાણી લીલું છે, અને તેની ઉપર લીલી સેવાળ

બાઝી છે. પાણી વહેતું ન હોય તો વહેલું ગંદુ થાય છે. તળાવમાં મંદિરના શિખરનો પડછાયો કેવો પડયો છે! પડછાયામાં શિખર ઉંધું પડયું છે. અરીસામાં આપણું મોં દેખાય છે, તેમ પાણીમાં પણ દેખાય છે. તળાવનું પાણી અરીસા જેવું દેખાય છે. મંદિરની આસપાસ ખેતર અને બીડ છે. બીડમાં ઢોર ચરે છે. ખેતરમાં ખેડુતો ખેડે છે.



ચાલો, હવે આપણે મંદિરની અંદર જઇએ. પેલા દરવાજામાં થઈ મંદિરમાં જવાશે. અંદર

ચોગાન છે. ચોગાનની વચમાં મંદિર છે. મંદિરને લોકો દહેરૂં પણ કહે છે. દહેરાની આસપાસ ફરતી ઓસરી છે. ઓસરી ઉપર છાપરી છે. ઓસરી અને મંદિર વચ્ચે ખુલ્લી જગામાં નાનો સરખો બાગ છે. તેમાં કેટલાંક ફૂલઝાડ વાવેલાં છે.

ચોગાનની વચ્ચે ઉંચા ઓટલા પર મંદિર છે. પગથીઆં પર થઈ મંદિરના ઓટલા પર જવાય છે. મંદિરના બે ભાગ છે. આગલો ભાગ પહોળો છે, તેમાં ઉભા રહી લોકો દર્શન કરે છે. એ મંડપ કહેવાય છે. તેની ઉપર મોટો ઘુમટ છે. પાછલો ભાગ નાનો છે. એમાં દેવની મૂર્તિ છે. એ મંદિરનો ગભાર કહેવાય છે. એની ઉપર શિખર છે.

સારાં મંદિર અને તીર્થની જગાઓએ દર્શન કરવા જાય તે લોક જાત્રાળુ કહેવાય. બાવાઓ અને સાધુઓ ઘણી વાર જાત્રા કરવા જાય છે. એવા જાત્રાળુઓ ઘણી વાર મંદિરોની ઓસરીમાં રહે છે. જાત્રાળુઓને રહેવાના કામમાં આવે એવી જગાને ધર્મશાળા કહે છે.

# પાઠ ૪૧ મો. ચોકખાઈ.

પાયખાનાં                                        દરાજ

રોજ વખતસર દિશાએ જવાથી શરીર સારૂં રહે છે. વખતસર દિશાએ ન જાય તો શરીર બગડે. રોજ સવારના ઉઠીને તરત દિશાએ જવાની ટેવ પાડવી. એ વાતમાં આળસ કે બેદરકારી રાખવી નહિ. કેટલાંક શહેરોમાં દિશાએ જવાને માટે પાયખાનાં વપરાય છે. પણ એ બહુ ગંદાં રાખવામાં આવે છે, તેથી તેમાંથી દુર્ગંધ નીકળે છે. તેને સ્વચ્છ રાખ્યાં હોય તો ઠીક. ગામડાના લોક ખેતરમાં કે સીમમાં દિશાએ જાય છે. દિશાએ જવા માટે લોકો વસ્તીથી દૂર જાય તો એ રીત સારી છે. પણ કેટલાંક શહેરો અને ગામોમાં તો દૂર જવાને આળસે વસ્તીની નજીક જ અને પોળોમાં પણ લોકો દિશાએ જાય છે. એ ટેવ અતિશય ગંદી, ખરાબ અને રોગો ઉપજાવવાવાળી છે.

દિશાએ જઇ આવ્યા પછી માટી કે સાબુથી હાથ ચોકખા કરી ધોઈ નાખવા. પગને પણ ઘસીને ધોઇ નાખવા; માત્ર એમની ઉપર પાણી રેડવું નહિ. ત્યારબાદ દાતણ કરવું. દાતણ કરતી વખતે દાંત જીભ અને ગળું સારી રીતે સાફ કરવાં. રોજ

બરાબર દાતણ નહિ કરવાથી મોઢું ગંધાય છે, અને દાંત પીળા ને ગંદા થઈ જાય છે. ગંદા દાંત વહેલા પડી જાય છે. ગંદા દાંતવાળાં છોકરાંને ખાધેલું સારૂં પચતું નથી.

દાતણ કર્યાં બાદ નાહી લેવું. નહાતી વખતે ખાદીના જાડા કકડાથી શરીરને ઘસવું. આમ કરવાથી શરીર પરનો મેલ નીકળી જાય છે. ઘણાં છોકરાં નહાતી વખતે માથે એમને એમ પાણી રેડી ઉઠી જાય છે, અને શરીર ચોળતાં નથી. ખાસ કરીને શિયાળામાં આમ કરે છે. આવી રીતે નહાનાર છોકરાંના હાથ પગ બહુ ગંદા રહે છે. તેમના હાથ પગ ફાટે છે, અને તેમની ઉપર મેલ વળગેલો હોવાથી તે કાળા અને ગંદા લાગે છે. એવાં ગંદાં છોકરાં કોઇને ન ગમે. બધાને ચોકખાં છોકરાં ગમે. નાહી રહ્યા પછી સારા ટુવાલથી શરીરને સારી પેઠે ઘસીને લુછી નાખવું. નાહ્યા પછી શરીર નહિ લુછવાથી દરાજ થાય છે, અને શરીરે વાળ ઉગે છે શરીર લુછતી વખતે કપાળને ભાર દઈ લુછવું અને કેડ, જાંઘ, બગલ તથા પગ ખૂબ ચોકખાં કરવાં.

પહેરવાના કપડાં બહુ ચોકખાં રાખવાં. ઘણા છોકરાં પહેરેલાં લુગડાં કે આંગળાં મોંમાં ઘાલે છે, એ ગંદુ કહેવાય. મોંમાં કે નાકમાં આંગળાં ઘાલવાં

નહિ. તેમજ દાંતથી નખ કરડવા નહિ. એમ કરવાથી આંગળીઓના નખ ઘણા કદરૂપા થઈ જાય છે. છીંક આવે અથવા નાકમાં લીંટ આવે છે ત્યારે ઘણાં છોકરાં પહેરણની બાંયથી નાક સાફ કરે છે, અથવા ઘરના ખૂણામાં કે ભોંય પર નસીંકે છે કે થુંકે છે. આ બહુ ગંદી ટેવ છે. એમ કરવાથી કપડાં અને ઘર કેવાં ગંદાં અને મેલાં થાય છે! નાક હમેશાં નસીંકી ચોકખું રાખવું. મોં તથા નાક સાફ કરવા માટે રૂમાલ રાખવો.

મેલાં લુગડાં ન પહેરાય. લુગડાં મેલાં થાય એટલે ધોઇ નાખવાં. લુગડાં ખીંટી પર ન મૂકીએ ને ભોંય પર ગમે ત્યાં નાખીએ, તો તે મેલાં થાય અને ઘર ગંદુ દેખાય. હમેશાં ઘેર આવીએ એટલે લુગડાં કાઢી ખીંટી પર મૂકી દેવાની ટેવ રાખવી. ચોપડી કે લુગડાં કદી ભોંય પર ગમે ત્યાં ફેંકવાં નહિ. મેલાં લુગડાં સાબુથી ધોવાય.

ઘરમાં કાગળના કકડા નાખવા નહિ. બોર, દાડમ કે નારંગી જેવું કાંઈ ફળ ખાઓ, તો તેનાં છોડાં કે કૂચા કદી ઘરમાં નાખો નહિ. કાગળ કે ટોપલીમાં ઠળીયા અને કૂચા નાખી, પછી તેમને બહાર ફેંકી દેવા. ફળ ખાધા પછી અથવા કાંઇ પણ ખાધા પછી હાથ મોં ધોઈ નાખવાં.

## પાઠ ૪૨ મો. ચોકખાઈ વિષે કવિતા.

આંગણું સોહાય

( દોહરા )

ચોકખું ઘરનું આંગણું, ચોકખો ઘરનો ચોક,
ચોકખો ઘરનો ઓટલો, ચોકખાં મેડી ગોખ. ૧

ચોકખાં ઘર કપડાં થકી, માણસ બહુ સોહાય,
શરીર ચોકખું રાખીએ, રોગ કદી નવ થાય. ૨

નાહેથી તન સાફ રે', સાચેથી મન સાફ,
મન, તન, ઘર છે સાફ તો, દૂર રહે નિત પાપ. ૩

---

## પાઠ ૪૩ મો. વર્ષના મહિના.

વૈશાખ શ્રાવણ ભાણુ

વૃષ્ટિ ત્રાસ

નટવર, કહે જોઉં, વર્ષની ઋતુઓ કેટલી ?
વર્ષની ઋતુઓ ત્રણ, બાપાજી.
વારુ, વર્ષના મહિના કેટલા ?
વર્ષના મહિના બાર.
એ બાર મહિનાનાં નામ તને આવડે છે ?

ના, બાપાજી.

ત્યારે જો, હું તને તે કહું. કારતક, માગશર, પોષ, મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાઢ, શ્રાવણ, ભાદરવો અને આસો. એ વર્ષના બાર માસનાં નામ છે. એમાંના પહેલા ચાર એટલે કે કારતક, માગશર, પોષ અને મહા એ ટાઢના મહિના છે. એટલા મહિના શિયાળો કહેવાય. ફાગણ, ચૈત્ર, વૈશાખ અને જેઠ એ ચાર મહિના ગરમીના છે. એટલા મહિના ઉનાળો કહેવાય. અષાઢ, શ્રાવણ, ભાદરવો અને આસો એ ચાર વરસાદના મહિના છે. એટલા મહિના ચોમાસુ કહેવાય. સમજ પડીને, નટવર ?

હા, બાપાજી.

વારૂ, ત્યારે બોલ જોઉં, દરેક ઋતુ કેટલા મહિનાની થાય ?

બાપાજી, દરેક ઋતુ ચાર ચાર મહિનાની થાય છે.

વર્ષની ઋતુઓ કેટલી છે? ઋતુઓ કઈ કઈ છે? દરેક ઋતુ કેટલા મહિનાની છે? શિયાળા પછી શું આવે? દહાડા લાંબા અને રાત ટુંકી કઈ ઋતુમાં હોય ? ટાઢ કઈ ઋતુમાં પડે ?

( ૮૩ )

( કવિતા )

કારતક, માગશર, પોષ ને, મહા મહિને સુખ જાણ;
ફાગણ, ચૈત્ર, વૈશાખમાં, ઘણો તપે છે ભાણ. ૧

જેઠ, અષાઢ શ્રાવણ અને, વળી ભાદરવો માસ;
એમાં વૃષ્ટિ ન થાય તો, લોકો પામે ત્રાસ. ૨

આસો આવે એ પછી, હોય હરિની મહેર;
સુખ શાંતિ ધન હોય તો, થાયે લીલા લહેર. ૩

# પાઠ ૪૪ મો. કુંભાર—ભાગ ૧.



નવનીતની જોડે ભાણો નામનો એક છોકરો ભણતો હતો. એ ભાણાના બાપ કુંભાર હતા. તે ઘડા, ગાગર, ગોળી, નળીઆં, કોડીયાં, ચુલા, સગડી એવી એવી માટીની ચીજો બનાવતા હતા. નવનીતે એક દિવસ ભાણાને કહ્યું, "ભાણાભાઇ, માટીનાં વાસણ કેમ બને તે મારે જોવું છે." ભાણાએ કહ્યું, "નવનીતભાઇ, ત્યારે રવિવારે તમે મારે ત્યાં આવજો એટલે હું તમને એ બધું બતાવીશ."

રવિવારે નવનીત કુંભારવાડે ગયો અને ત્યાં ભાણાનું ઘર શોધી કાઢ્યું. ભાણાના બાપા કેશવભાઇ ઘરમાં બેઠા હતા. નવનીતે તેમને નમસ્કાર કર્યાં. ભાણાએ કહ્યું, "બાપાજી, માટીનાં વાસણ કેમ બને તે નવનીતભાઇને જોવું છે." કેશવભાઇએ કહ્યું, "ચાલો નવનીતભાઇ, હું તમને એ બધું દેખાડું." પછી કેશવભાઇની જોડે નવનીત બહાર નીકળ્યો.

એક ઠેકાણે એક કુંભાર માટીમાં કુદતો હતો, તે જોઈ નવનીતે પૂછ્યું, "કેશવકાકા, પેલો માણસ માટીમાં કેમ કુદે છે?"

કેશવભાઇ—નવનીતભાઈ, એ કાંઈ રમતો નથી. એ તો માટી ગુંદે છે. નદી કે તળાવને કિનારેથી કાંકરી વગરની ઝીણી માટી લાવી એક ઠેકાણે ઢગલો કરે. પછી તેમાં સારી પેઠે પાણી નાખી પલળવા દે. તે બરાબર પલળી રહે એટલે આમ પગથી ગુંદે. એમ કર્યાથી તે એકરસ થાય. પછી તેમાંથી કાંકરા વીણી નાખે; અને તેમાં થોડી રેતી ઉમેરી તેને કઠણ કરે. એવી રીતે માટી તૈયાર કર્યા પછી તેનાં વાસણ ઘડે.

નવનીત—પણ કેશવકાકા, માટીનાં વાસણ ઘડે કેવી રીતે?

કેશવભાઇ—નવનીતભાઇ, પેલું ગોળ ગોળ ફરે છે તે તેં જોયું ? એ ચાક કહેવાય. જો પેલો કુંભાર એમાં લાકડી ઘાલી તેને કેવું ઝડપથી ફેરવે છે? જો, હવે એણે એ ચાકપર માટીનો લોચો મૂક્યો. હવે એ માટીના લોચામાં તે પોતાનો ડાબો હાથ ખોસે છે અને જમણો હાથ બહાર લોચા પર રાખે છે. લોચાની અંદરના હાથ વડે તે એ લોચાને જે વાસણ બનાવવું હોય તેવો આકાર આપે છે.

નવનીત—ઓહો ! પેલા લોચામાંથી તો એણે ઘડો બનાવી દીધો ! અને પેલાએ નળીઉ બનાવી દીધું ! કેશવકાકા, હવે એ ચાક પરથી ઘડાને કેવી રીતે ઉતારી લેશે ?

કેશવભાઇ—નવનીતભાઇ, તું જ જોને. જો પેલી પાતળી સળીથી તે ઘડાને પેલા લોચામાંથી કાપી કાઢી, ઝટ ઉતારી લે છે.

નવનીત—હવે એ ઘડો થઇ ગયો ?

કેશવભાઇ—(હસીને) હજુ તો એ કાચો છે. આપણા ઘરમાં ઘડા હોય છે તે આવા પોચા હોય છે ? જો આ કોડીયાને હું પાણીમાં નાખું છું. શું થાય છે તે તું જોજે.

નવનીત—ઓહો ! કોડીયું તો ભાંગી ગયું ! એ તો કાદવ થઈ ગયું !

કેશવભાઇ—આ ઘડામાં પાણી ભરીએ તો એમજ થાય. એ ઘડો તડકામાં સુકાશે, પછી એ તેને પકવશે.

નવનીત—એને પકવશે ! શી રીતે પકવશે ?

કેશવભાઈ—એને ભઠ્ઠીમાં નાખી આસપાસ તાપ કરશે.

નવનીત—ભઠ્ઠી કેવી હોય ? મને તે દેખાડો ને ?

કેશવભાઇ—આજે તો મોડું થયું છે; કાલે હું તને તે બતાવીશ.

---

## પાઠ ૪૫ મો. કુંભાર—ભાગ ૨.

બીજે દહાડે નવનીત ગયો એટલે કેશવભાઇ તેને ભઠ્ઠી પાસે જોવા લઈ ગયા. પહેલાં કુંભારે જમીન પર છાણાં, સૂકાં પાંદડાં અને ડાળીઓનો થર કર્યો. પછી તેની ઉપર કાચાં વાસણ સાચવીને ગોઠવ્યાં. વળી પાછો તે વાસણો પર પાંદડાં, ડાળી અને છાણાંનો થર કર્યો. બધી ભઠ્ઠી ભરાઇ એટલે તેણે તેને છોડાં, પાંદડાં, સૂકી ડાળીઓ, લાદ વગેરેથી ઢાંકી દીધી. પછી તળેથી તે ભઠ્ઠીને સળગાવી.

નવનીત—કેશવકાકા, આ વાસણો ક્યારે પાકશે ?

કેશવભાઈ—બે દિવસ પછી ભઠ્ઠી ઠંડી પડશે ત્યારે આ વાસણોને બહાર કાઢશે. માટીનાં વાસણ પકવવાની ભઠ્ઠીને નિભાડો કે પજાવો પણ કહે છે.

ગાગર, ગોળીઓ તથા ઘડા પાણી ભરવાના કામમાં આવે છે. તેમાં દાણા પણ ભરાય. કોડીયામાં દીવેલ પુરી તેમાં રૂની દીવેટ મૂકી દીવા કરે છે. દીવાળીને દહાડે ગોખલામાં કે ઘરની પાળ પર કોડીયાં મૂકી રોશની કરે છે.

---

## પાઠ ૪૬ મો. આપણું શરીર—ભાગ ૧.

ધડ માથું ભુજા હથેળી સાથળ
અંગુઠો ગરદન ભાગ

આપણા શરીરના બે ભાગ છે, ધડ અને માથું. છાતી અને પેટ મળી ધડ થાય. માથાની અને ધડની વચ્ચે ગરદન હોય છે. ધડ સાથે હાથ અને પગ જોડાએલા છે. આપણને બે હાથ અને બે પગ છે.

આ મારો જમણો હાથ છે. આ મારો ડાબો હાથ છે. આ મારો જમણો પગ છે અને આ મારો

ડાબો પગ છે. આ ખભો છે. ખભાની નીચેનો હાથનો આ ભાગ ભુજા કહેવાય. ભુજાની નીચેનો ભાગ હાથ કહેવાય. હાથની નીચેનો પહોળો ભાગ હથેળી કહેવાય. હથેળીને છેડે ચાર આંગળીઓ અને એક અંગુઠો હોય છે.

---

## પાઠ ૪૭ મો. આપણું શરીર—ભાગ ૨.

સાંધો   વળું   ઘુંટણ   ઘુંટી
બોચી   પીઠ   બરડો

શરીરના બે ભાગ જોડાય તે સાંધો કહેવાય. હાથ ભુજાને જોડાય તે સાંધો કોણી કહેવાય. હાથ અને હથેળી વચ્ચે કાંડું આવે. સાથળ ધડને જોડાય તે સાંધાને વળું કહે છે. સાથળ તથા નળાને જોડનાર સાંધો ઘુંટણ કહેવાય છે. નળા અને પગ વચ્ચેનો સાંધો ઘુંટી કહેવાય.

માથાનો આગલો ભાગ મોં કહેવાય. મોઢું, નાક, આંખ તથા કાન મોં પર આવેલાં છે. મોઢાની અંદર લાંબી લાલ જીભ હોય છે. નાકની અંદરનાં કાણાં નસકોરાં કહેવાય. ધડની આગલી બાજુએ ઉપર છાતી અને નીચે પેટ છે. ધડનો પાછલો ભાગ પીઠ કે બરડો કહેવાય. ગરદનનો આગલો ભાગ ગળું અને પાછલો ભાગ બોચી કહેવાય.

# પાઠ ૪૮ મો. ભોજન.

પોષાય માંજેલાં ચિંતા ચિત્ત તરછોડવા

ભોજનથી આપણું શરીર પોષાય છે. એક બે દિવસ ખાવાનું ન મળે તો શરીર નબળું પડી જાય, અને કંઇ કામ થઇ શકે નહિ. ખોરાકની બાબતમાં કાળજી રાખવાની જરૂર છે. આખો દહાડો કામ કર્યાથી આપણા હાથે પગે પરસેવો થાય છે. અને તે મેલા પણ થાય છે. હાથ પગ અને મોં ધોઇ, ચોકખા અને પવિત્ર થઇ જમવા જવું. જમવા બેસવાની જગા ચોકખી હોવી જોઇએ. જમવાનાં વાસણ પણ માંજેલાં અને સાફ હોવાં જોઇએ.

બરાબર ભૂખ લાગ્યા વગર જમવું નહિ. ભૂખ હોય તે પ્રમાણે ખાવું. કેટલાંક છોકરાં એવું કરે છે કે સારૂ ખાવાનું હોય ત્યારે રોજના કરતાં વધારે ખાય. સારૂં લાગે તેથી વધારે ખાવું એ રીત સારી નથી. એમ કરવાથી માંદા પડાય છે.

આ ખાવું ભાવે અને આ ન ભાવે એવી ટેવ ન પાડો. જે ખાવાનું મળે તે ભાવથી ખાઓ. રોજ રોજ નવું નવું અને સારૂં સારૂં ખાવાની ટેવ બહુ ખરાબ કહેવાય. એ નબળુ અને હલકું મન બતાવે

છે. શરીર ટકાવી રાખવા માટે ખાવાનું છે. બહુ સ્વાદીયા હોય તે ઘણીવાર દુઃખી થાય છે. જે વખતે જે ખાવા મળે તેમાં સંતોષ માનો.

ઘણાં છોકરાં નિશાળનો વખત થાય ત્યાં સુધી રમ્યા કરે, અને પછી જમતાં ઉતાવળ કરે. જમતાં ચાવીને ખાય નહિ, પણ પુરૂં ચાવ્યા વગર ગળી જાય. આમ ખાવાથી ખાધેલું પચે નહિ અને માંદા પડાય.

ખાતી વખતે બહુ વાતો ન કરવી. ખાતી વખતે કંકાસ ન કરતાં ચિત્ત શાન્ત અને ખુશ રાખવું. ખાતી વખતે ફિકર ચિંતામાં જીવ રાખવો નહિ.

કોળીયો મોંમાં મૂકયા પછી મોં બન્ધ રાખી ચાવવું. મોં ખુલ્લું રાખી 'બચક' 'બચક' અવાજ કરવાથી પાસે બેઠેલાંને કંટાળો આવે. ચાવતી વખતે મોં ખુલ્લું રાખવાની કંઇ જરૂર નથી. મોં બંધ રાખીને ચાવી શકાય છે. મોંમાં કોળીયો હોય ત્યારે બોલવું નહિ.

બહુ મોટા કોળીયા ભરવા નહિ બરાબર ચાવીને ખાવું. પાણી કે દૂધ પીતી વખતે પણ એકદમ મોં ભરાઈ જાય એમ પીવું નહિ. ખાતી વખતે આંગળીઓ કે અંગુઠો ચાટવાં નહિ.

જમ્યા પછી મોં, દાંત અને ગળું કોગળા કરી ખૂબ સાફ કરવાં. થાળીમાં હાથ ધોઇએ તો મોં બરાબર સાફ થાય નહિ, માટે થાળીમાં હાથ મોં ધોવાં નહિ. જમી રહ્યા પછી હાથ ધોઇને તરછોડવા નહિ. એમ કરવાથી આપણી પાસે બેઠેલાંને છાંટા ઉડે. હાથ ધોયા પછી આપણે પહેરેલા કપડાથી હાથ ન લુછવા, પણ અંગુછા કે બીજા કકડાથી લુછવા. એ કકડો રોજ ધોવો જોઇએ.

જમ્યા પછી ઝડપથી ચાલતા નિશાળે જવાથી પેટમાં રોગ થાય છે.

---

# પાઠ ૪૯ મો. ભોજન વિષે કવિતા.

( ચોપાઈ )

ભોજન આજ જમ્યા જે અમો,
તેનું વર્ણન સુણજો તમો;
કમોદનો કીધો'તો ભાત,
દાળ તણી અતિ સુંદર જાત.

દહીં ભાંગીને કીધી કઢી,
માંહે નાખી'તી સુંદર વડી;
ભાત ભાતનાં તળીયાં શાક,
બાસુદી, પુરી, દુધપાક.

પૂરણપોળી લાડૂ સાર;
વડાં કચોરી ને કંસાર;
ભજીયાં ને ભાજી તે ભલી,
સુંદર શીરો ને રોટલી.

પાંચે પકવાનો કહેવાય,
જમતાં જમતાં અતિ સુખ થાય;
વડાં પાપડન શેવો સાર;
તળ્યા ચણાનો સ્વાદ અપાર.

દલપતરામ.

# પાઠ ૫૦ મો. શ્રવણ—ભાગ ૧.



સાવધ પ્રેમ પ્રસન્ન અંતઃકરણ
આશિષ પવિત્ર તીર્થયાત્રા વ્હાલ

શ્રવણ નામનો એક છોકરો હતો. તેને તેનાં માબાપ પર બહુ વ્હાલ હતું. તેનાં માબાપને પણ તેના વિના ઘડી ચાલતું નહિ. શ્રવણ તેમને આંખની કીકી જેવો વ્હાલો હતો. શ્રવણ સહેજ માંદો પડે તો તેનાં માબાપ બિચારાં બહાવરાં જેવાં થઈ જાય.

માબાપનું કહ્યું કરવામાં શ્રવણ હમેશાં સાવધ રહેતો. તેઓ જે કંઇ કરવાનું કહે તે હસતે મોઢે ઉમંગથી ઝપાટાભેર કરી દેતો. તે માબાપને દેવ સમાન ગણતો, અને બહુ પ્રેમ અને ભક્તિથી તેમની સેવા કરતો. તેનાં માબાપ તેની પર બહુ પ્રસન્ન રહેતાં અને અંતઃકરણથી તેને આશિષ દેતાં.

શ્રવણનાં માબાપ ઘડપણમાં આંધળાં થઇ ગયાં. તેમને પવિત્ર તીર્થોની યાત્રા કરવાનું બહુ મન હતુ. એક દિવસ તેમણે શ્રવણને બોલાવીને, પોતાની યાત્રા કરવાની ઇચ્છા કહી સંભળાવી. ઘરડાં માબાપથી ચલાય એમ તો હતું જ નહિ, અને ગરીબ શ્રવણ પાસે ગાડું ભાડે કરવાના પૈસા નહોતા. પણ માબાપની સેવા કંઈ પૈસા ખર્ચે થાય છે ? મનમાં ખરો ભાવ જોઇએ. શ્રવણે એક કાવડ તૈયાર કરી, તેના એકેક પલ્લામાં પોતાનાં માતા તથા પિતાને બેસાડયાં. પછી તે કાવડ ઉંચકી તેણે પોતાનાં માબાપને બધાં તીર્થોની યાત્રા કરાવી.



# પાઠ ૫૧ મો. શ્રવણ ભાગ—૨.

અંધારપિછોડો   સારવાર   પ્રેમાળ   ચોધાર

હૃ+ઋ=હૃ. હૃદય

ફરતાં ફરતાં શ્રવણ અયોધ્યા નામની નગરી પાસેની સરયૂ નદી આગળ આવી પહોંચ્યો. સરયૂ નદીના કિનારા પરની એક સુંદર કુંજમાં કાવડ ઉતારી તે થાક ખાવા બેઠો. તેનાં માતાપિતાને બહુ તરસ લાગી હતી, તેથી તેમણે તેને બોલાવીને કહ્યું, " બેટા શ્રવણ ! અમને બહુ તરસ લાગી છે, માટે તું જઇ કંઇથી અમારે સારૂ પાણી લઈ આવ."

શ્રવણ ઘડો લઈ સરયૂ નદીમાંથી પાણી લાવવા ગયો. અયોધ્યાનગરીનો રાજા દશરથ શિકાર કરવા માટે અહીં આવ્યો હતો. "કોઈ જંગલી પ્રાણી નદીનું પાણી પીવા આવશે તેનો હું શિકાર કરીશ " એવો વિચાર કરતો તે એક ઝાડ પર બાણ તૈયાર રાખી બેઠો હતો. સૂર્ય આથમી ગયો હતો, અને રાતનો અંધારપિછોડો દુનિયા પર પથરાવાની તૈયારી હતી. શ્રવણે પાણીમાં ઘડો બોળ્યો એટલે ભગ્ભગ્ એવો અવાજ થયો. કોઈ પશુ પાણી પીવા આવ્યું છે, એમ જાણી દશરથે

તે બાજુ બાણ ફેંકયું. તે બાણ શ્રવણને વાગ્યું અને તેનાથી તેની છાતી વિંધાઈ ગઇ. "ઓ ઇશ્વર ! મારાં તરસ્યાં માતાપિતાનું શું થશે !" એમ બોલતો શ્રવણ ભોંય ઉપર તરફડવા માંડયો. તેની બૂમ સાંભળી દશરથ રાજાને પોતાની ભૂલ સમજાઇ. તેને બહુ શોક થયો, પણ હવે શો ઉપાય ? દશરથ રાજા શ્રવણની પાસે આવી તેની સારવાર કરવા લાગ્યો. પોતાની ભૂલ માટે પસ્તાવો કરી તે તેની માફ માગવા લાગ્યો. તેણે બહુએ યત્નો કર્યાં પણ શ્રવણ બચે એમ નહોતું.

મરતાં મરતાં શ્રવણે પોતાની બધી હકીકત દશરથ રાજાને કહી, અને ખાસ કરી પોતાનાં તરસ્યાં માબાપને પાણી પાઇ આવવાનું કહ્યું. દશરથ રાજાએ જઈ શ્રવણનાં માબાપને પાણી પાયું. તેઓ કંઇ પૂછે તો દશરથ તેનો જવાબ આપે નહિ. એ પ્રેમાળ માબાપને જોઈ દશરથને બહુજ લાગી આવ્યું, અને તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા માંડયાં. તે પાણી પી રહ્યાં, ત્યારે કઠણ કાળજું કરી દશરથે શ્રવણના મરણની હકીકત તેમને કહી.

કોમળ હૃદયવાળાં એ માબાપથી પોતાના વ્હાલા અને પ્રેમથી સેવા કરનાર પુત્રના મરણનો

વા સહન ન થયો. એ ખબર સાંભળતાંજ તેઓ મરણ પામ્યાં.

---

## પાઠ ૫૨ મો. અમે હિંદી, હિંદી, હિંદી !

અમે ભરત ભૂમિના પુત્રો,
અમ માત પુરાણ પવિત્ર;
રે જેનાં સુંદર સૂત્રો,
ઝળકાવે ઉચ્ચ ચરિત્ર

અમ અંતરને ઉદ્દેશી,
કરશું હોકાર હમેશ;
અમે હિંદી, હિંદી, હિંદી,
છે હિંદ અમારો દેશ.

( ખબરદાર )

# ભાગ ૨ જો—ભૂગોળવિદ્યા.

## પાઠ ૫૩ મો. ટેકરી-પહાડ-પર્વત.

ડુંગરાળ સમૂહ શિખર ખીણ
તળેટી ઘાટ

ગામની બહાર ફરવા જઇએ છીએ, ત્યારે આપણી આસપાસ સપાટ જમીન દેખાય છે. તદ્દન સપાટ જમીન હોય તે મેદાન કહેવાય. ગામની સીમનાં ખેતર મેદાન જમીન પર હોય છે. જમીન કાંઈ હમેશાં આવી સપાટ મેદાન જેવી હોતી નથી. કેટલેક ઠેકાણે મેદાનની જમીનનો કેટલોક ભાગ ઉંચો ઉપસેલો હોય છે. આવો ભાગ બહુ ઉંચો ન હોય તો ટેકરી કહેવાય. ટેકરીને કેટલાક લોક ડુંગરી પણ કહે છે. આવી ટેકરીઓ બહુ હોય એવી જગા ડુંગરાળ કહેવાય. ટેકરી ઘણી ઉંચી અને ઘણે દૂરથી દેખાય એવી હોય તો તે પહાડ કહેવાય છે. ટેકરી પર ચઢવું સહેલું છે, પણ પહાડ પર ચઢવું ઘણું અઘરૂં છે. પહાડને કેટલાક લોક ડુંગર પણ કહે છે. કાળકા માતાનું મંદિર પાવાગઢ નામના પહાડ પર છે. એ પાવાગઢ

વડોદરાની પૂર્વમાં આવેલો છે. અમદાવાદની ઉત્તરે આબુ નામનો પહાડ છે. બહુજ ઉંચી ટેકરી હોય તે પર્વત કહેવાય. કાઠિયાવાડમાં જુનાગઢ પાસે ગિરનાર પર્વત છે. આપણા દેશમાં બહુ સુંદર અને ઉંચા પર્વત છે. આપણા દેશની ઉત્તરે હિમાલય નામનો બહુજ ઉંચો પર્વત છે દુનિયાના બધા પર્વતો કરતાં એ ઉંચો અને મોટો છે.

બધા પહાડ એકસરખા નથી હોતા. કેટલે ઠેકાણે એકજ પહાડ એકલો આસપાસના મેદાનમાંથી ઉંચો ઉપસેલો હોય છે. ઘણી વાર ઘણા પહાડ પાસે આવેલા હોય છે. આવા પહાડોના સમૂહમાં દરેક પહાડ છૂટો હોય છે કેટલીક વાર ઘણા પહાડ પાસે પાસે હારદોર ઉભા હોય છે. આવા બધા પહાડ મળી પર્વતની હાર થાય છે. એ હારમાં વચ્ચે વચ્ચે ઉંચાં શિખર હોય છે. ઉંચાં શિખરો વચ્ચે આવેલા નીચા ઉંડા ભાગને ખીણ કહે છે.

પહાડ અને પર્વતોનો તળીયા આગળને ભાગ તળેટી કહેવાય છે. તળેટીમાં નાનાં મોટા ઝાડ બહુ ઉગે છે. એ ઝાડ એટલાં બધાં પાસે પાસે ઉગે છે કે તેમાંથી જવાનો રસ્તો મળતે

નથી, અને તેમાંથી આઘે જોઈ શકાતું નથી. નાનાં મોટાં ઝાડ આમ બહુજ પાસે પાસે ઉગ્યાં હોય છે, ત્યારે તે જંગલ કહેવાય છે. પહાડની ટોચ તે તેનું શિખર કહેવાય, અને તળેટીથી ટોચ સુધીના ઢળતા ભાગને ઢાળ કહેવાય. પહાડ પર ચડવું હોય તો તેના ઢાળ પર થઇને ચડાય. પર્વત હારદોર આવ્યા હોય અને તેની પેલી મેર જવું હોય તો તેના નીચા ભાગ પર આવેલા રસ્તા પર થઈને જવાય. આવા રસ્તા ઘાટ કહેવાય.

હવે આપણે પેલી ભીની રેતીમાં કે તળાવ કે નદીની માટીમાં જઈ પર્વત અને પર્વતની હારો બનાવીએ.

---

## પાઠ ૫૪ મો. નદી.

મૂળ મુખ દરિયો ખાડી

ચોમાસામાં ગામના રસ્તાની બન્ને બાજુએ પાણીના મોટા રેલા ચાલે છે, તે તમે જોયા છે? બહુ વરસાદ પડે છે, ત્યારે તો ગામના રસ્તા પર ઘુંટણ ઘુંટણ સુધી પાણી થઇ જાય છે. રસ્તે એ પાણીમાં થઈ ચાલવું પડે છે. એ પાણીના વહેળામાં

માટી અને કાંકરી ઘસડાઈ જાય છે. વરસાદનું પાણી જમીન પર પડે છે કે તુરત વહેવા માંડે છે. પત્થર કે લાકડાની પેઠે જ્યાં ત્યાં તે ઠરીને ઉભું રહેતું નથી. પાણી હમેશાં ઉંચી જગાએથી નીચી જગાએ વહી જાય છે, જ્યાંથી પાણી વહી આવતું હોય તે જગા ઉંચી સમજવી. કોઈ જગાની કઈ બાજુ ઉંચી છે અને કઇ બાજુ નીચી છે તે જાણવું હોય, તો તેની ઉપર પાણી ઢોળવું. પાણી જે બાજુ વહી જાય તે નીચી બાજુ જાણવી.

પહાડ કે પર્વત પર વરસાદનુ પાણી પડે છે, તેનો મોટો રેલો ચાલે છે. એ રેલો બહુ પહોળો ઉંડો અને ઘણા લાંબો હોય છે. એવો મોટો રેલો નદી કહેવાય છે એમાં બારે માસ પાણી વહે છે. નદી બહુ નાની હોય તો તેમાં બારે માસ પાણી વહેતું નથી. નદીના બન્ને બાજુ આવેલા ઉંચા ભાગ ઉપર પડેલું વરસાદનું પાણી નીચાણમાં આવેલી નદીમા જાય છે.

વહેતા પાણીના ઘસારાથી નદીનું તળીયું કપાય છે. તળીયું કપાયાથી નદી જમીનમાં ઉંડી ઉતરે છે. નદીની બન્ને બાજુઓ તેના કિનારા કહેવાય. કિનારાને તીર પણ કહે છે. નદી જે બાજુ

વહેતી હોય તે તરફ મોં કરી ઉભા રહીએ, તો આપણા જમણા હાથ પર આવેલો કિનારો જમણો કિનારો કહેવાય, અને ડાબા હાથ પર આવેલો કિનારો ડાબો કિનારો કહેવાય. જ્યાં આગળથી નદી વહેવા માંડે તે ભાગ તેનું મૂળ કહેવાય. નદીના મૂળનો ભાગ ઘણું કરીને ડુંગરાળ અથવા પહાડી હોય છે. નદી વહેતાં વહેતાં કોઈ બીજી નદીને મળે છે કે કોઈ તળાવ કે દરિયામાં સમાય છે. જે ઠેકાણે નદી બીજી નદીને મળે અથવા તળાવ કે દરિયામાં સમાય તે તેનું મુખ કહેવાય. જેમ જેમ મુખ તરફ જઈએ તેમ તેમ નદી પહોળી થાય છે, કારણ કે તેમાં બીજી નદીઓ ભળે છે. મૂળથી મુખ સુધીનો નદીનો ભાગ તેનો માર્ગ કહેવાય છે. નદીનો માર્ગ ભાગ્યેજ તદ્દન સીધો હોય છે. એ તો ઘણો ખરો વાંકોચુંકો હોય છે. નદીના મૂળનો ભાગ મુખના ભાગ કરતાં હમેશાં ઉંચો હોય છે. ચોમાસામાં નદીમાં જે નાના વહેળા ભળે તે ખાડી કહેવાય છે.

પહાડમાં કોઈ ઠેકાણે જમીનમાંથી પાણી ભગ ભગ્ કરતું નીકળે છે; એ પાણીનો રેલો ઝરણ કહેવાય. કોઇ ઠેકાણે પહાડના કોતરમાં ચોમાસામાં પાણી ભરાઇ રહે છે, અને પછી તે થોડું

થોડું બહાર નીકળી વહે છે. કેટલાક ઊંચા પર્વત-ના શિખર પર સફેદ બરફ હોય છે. સૂર્યની ગરમીથી એ બરફ ઓગળે છે અને પાણી થઇ વહેવા માંડે છે. ચોમાસામાં નદીઓમાં વરસાદનું પાણી વહી જાય છે, તેથી તેમાં ખૂબ પાણી આવે છે. એવું થાય ત્યારે રેલ આવી કહેવાય. રેલના પાણીમાં માટી, પથરા, કાંકરા, ઝાડ અને બીજો ઘણો કચરો ઘસડાઇ આવે છે.

આપણા દેશમાં બહુ મોટી અને સુંદર નદીઓ છે. નર્મદા, તાપી, મહી, સાબરમતી, સિંધુ, ગંગા યમુના, કૃષ્ણા, ગોદાવરી—એ બધી સુંદર પવિત્ર નદીઓ આપણા દેશમાં છે. ગંગાનું પાણી એ બધાં કરતાં નિર્મળ અને પવિત્ર છે. આવી સુંદર નદીઓ બીજા કોઇ દેશમાં નથી.

નદીનું પાણી પીવાના અને નહાવા ધોવાના કામમાં આવે છે. મોટી નદીઓમાં હોડીઓ ચાલે છે. તેમાં માલ ભરી એક ગામથી બીજે ગામ લઇ જવામાં આવે છે. નદીમાં લોકો તરે છે અને હોડીમાં બેસી સહેલ પણ કરે છે.

---

# પાઠ ૫૫ મો. નદી વિષે કવિતા.

**લીલોતરી આરામ રસાળ**

૧ ( ચોપાઈ )

પર્વતમાંથી ઝરણાં ઝમે, ભેળાં થાતાં નદીઓ બને;
ખળ્ખળ વહે છે નદીનાં નીર, ઉગે લીલોતરી તેને તીર.
નદી કિનારે વસતાં ગામ, ત્યાંના લોકોને આરામ;
મીઠાં પાણી રોજે મળે, પશુ પંખીને શાંતિ વળે.
વિવિધ દેશમાં નદીઓ ફરે, રસાળ ભૂમિ ત્યાંની કરે;
હસતી રમતી દૂરદૂર જાય, સાગરમાં જઇ છેલ્લી સમાય.
લોકો નદી પર ફરવા જાય, હોડીમાં બેસી હરખાય;
કોઇ તો નદીમાં નહાવા પડે, તરતાં તરતાં આનંદ કરે.

ચંદુલાલ દેસાઇ.



# પાઠ ૫૬ મો. તળાવ.



ખાબોચીઉં વારે

પાણી હમેશાં ઉંચી જગાએથી નીચી જગાએ વહી જાય છે. જો કોઈ ઠેકાણે ઉંડો ખાડો હોય તો આસપાસની ઉંચી જમીન પરથી આવતું પાણી તેમાં વહી જાય. જમીન પર કોઈ ઠેકાણે ઉંચી ટેકરીઓ અને પહાડ હોય છે, તેમ કોઈ ઠેકાણે ઉંડા ખાડા પણ હોય છે. આવા કોઈ

ખાડામાં પાણી ભરાય ત્યારે તે તળાવ કહેવાય. ખાડો બહુ નાનો હોય, તો તેમાં ભરાતા પાણીને ખાબોચીઉં કે તળાવડી કહે છે. આવો મોટો ખાડો હોય તો તે તળાવ કહેવાય. ઘણા મોટા ખાડામાં પાણી ભરાયું હોય તો તે સરોવર કહેવાય. કેટલાંક સરોવર બહુ મોટાં હોય છે અને દરિયા જેવાં દેખાય છે. ચારે બાજુ ડુંગર હોય અને તે ડુંગરોની વચ્ચે નીચો ભાગ આવેલો હોય તો તેમાં વરસાદનું પાણી ભરાઇ રહે છે. વડોદરાની પાસે પાવાગઢના પહાડોની વચ્ચે આજવા નામનું તળાવ છે. મુંબાઈ પાસે તાંસા તથા તુળસી અને વિહાર નામનાં મોટાં તળાવ છે.

જો તળાવ મોટાં હોય છે, તો તેમાંથી પાસેનાં ગામના લોક પીવા માટે પાણી લઈ જાય છે. તળાવ મોટાં અને ઉંડાં ન હોય તથા તેમાં લોક લુગડાં ધોતા હોય અને નહાતા હોય, તો તેનાં પાણી ગંદાં થઈ જાય છે. એવાં તળાવનું પાણી પીવાથી રોગ થાય. વડોદરા પાસેના આજવા તળાવમાંથી નળ વાટે વડોદરામાં પાણી લાવે છે. એવીજ રીતે મુંબાઇ પાસેના તળાવનું પાણી પણ પીવાના કામમાં લેવાય છે.

ડુંગરાળ દેશમાં તળાવ ઘણાં હોય છે, કારણકે

ત્યાં આવેલી ઉંડી ખીણોમાં ચોમાસાનું પાણી ભરાઇ રહે છે.

---

## પાઠ ૫૭ મો. ગામડું અને શહેર.

કારખાનાં  કારીગર  પાદર  પરૂં

લ્+લ=લ્લ. જીલ્લો

ગામડામાં ઘર થોડાં અને નાનાં હોય છે. શહેરમાં ઘર ઘણાં અને મોટાં હોય છે. શહેરમાં મોટા રસ્તા, નાની ગલીઓ અને ઘણી પોળો તથા ખડકીઓ હોય છે. ગામડામાં મોટા રસ્તા હોતા નથી. ગામડામાં બહુ પોળો અને ખડકીઓ હોતી નથી, પણ થોડાંએક ફળીઆં હોય છે. શહેરમાં મોટાં બજાર હોય છે અને તેમાં કાપડ, તાંબા પિત્તળનાં વાસણ, ફળ, સુગંધિ પદાર્થ, મીઠાઇઓ, જોડા વગેરે જાતજાતની વસ્તુઓ મળે છે. ગામડામાં મોટાં બજાર હોતાં નથી. ગામડામાં તો એક બે વાણીઆની દુકાનો હોય છે. તેમાં દાણા, મશાલો અને જાડું કાપડ મળે છે. કંઇ દવા જોઈતી હોય કે સારી ચોપડી લેવી હોય તો શહેરમાં જવું પડે. શહેરમાં સુથાર, લુહાર, મોચી, કુંભાર વગેરે ઘણા

કારીગર હોય છે અને તે ઘણા હોશિયાર હોય છે. શહેરમાં કપડાં વણવાનાં, રૂ લોઢવાનાં તથા તેલ પીલવાનાં કારખાનાં પણ હોય છે. શહેરમાં કારીગર, વેપારી, ધંધાદારી અને મજૂર એમ ભાતભાતના લોક હોય છે. ગામડામાં કુંભાર, લુહાર, મોચી અને સુથાર એમ થોડા કારીગર હોય છે, બાકીની વસ્તી ખેડુત તથા મજૂરોની હોય છે.

ગામડામાં પાકી મોટી સડકો હોતી નથી, તેમ રસ્તા પર શહેર જેવા દીવા હોતા નથી. ગામડામાં ઈંટ અને ચુનાથી ચણેલાં ઘર થોડાં હોય છે. ગામડામાં ઘર ઘણાં ખરાં માટીનાં હોય છે, અને તેની ઉપર સાદાં નળિયાં કે છાજનું છાપરૂં હોય છે. સામસામી ઘરની હાર હોય છે, અને વચ્ચે પહોળી જગામાં ઢોર બાંધેલાં હોય છે. ગામડામાં જગાની છૂટ વધારે હોય છે. ઘરોની પાછળ મોટા વાડા હોય છે. ગામડાની હવા ઘણી ચોકખી હોય છે, અને ત્યાં દૂધ ઘી સારાં મળે છે. ગામડાના લોક સાદા અને ભલા હોય છે. ગામડામાં શહેર જેવો ઘોંઘાટ હોતો નથી. ગામડામાં શાંતિ હોય છે. ગામડાની આસપાસની જમીન તેની સીમ કહેવાય છે. સીમમાં ખેતરો આવેલાં હોય છે ગામડાના લોક રોજ સવારે એ ખેતરોમાં કામ કરવા જાય છે, અને

સાંજના પાછા આવે છે. એક ગામની સીમ પુરી થાય એટલે પાસેના ગામની સીમ શરૂ થાય. ગામડાની બહાર નીકળીએ કે તરત જે ભાગ આવે છે તે ગામનું પાદર કહેવાય. પાદરમાં થઇ સીમમાં જવાય. શહેરની બહાર પાછળથી વસ્તી થઇ હોય તેવા ભાગને પરૂં કહે છે.

ઘણાં ગામ અને તેમની સીમ મળી જે જમીન થાય તે તાલુકો કહેવાય છે. બે, ચાર કે વધારે તાલુકા મળી જે મોટો ભાગ થાય તે જીલ્લો કહેવાય. ઘણા જીલ્લા મળી પ્રાંત થાય. આપણે ગુજરાત પ્રાંતમાં રહીએ છીએ. એ પ્રાંતના પાંચ જીલ્લા છેઃ અમદાવાદ જીલ્લો, ખેડા જીલ્લો, પંચમહાલ જીલ્લો, ભરૂચ જીલ્લો તથા સુરત જીલ્લો.

---

## પાઠ ૫૮ મો. નકશો તથા ચિત્ર.

રામશંકર ગુરુજી પોતાની શાળાના છોકરાઓને બાગ જોવા લઇ ગયા. તે બાગમાં જુદા જુદા આકારના ક્યારાઓ હતા. તે ક્યારાઓમાં જાતજાતના ફૂલના છોડ ઉગ્યા હતા.

તે બાગ જોઈ છોકરાઓને પણ બાગ બનાવવાનું મન થયું. શાળાની પાછળ વાડો હતો તેમાં બાગ

થાય એમ હતું. બાગ હોય તો વાડો અને શાળા બહુ શોભીતાં લાગે. તેમણે ગુરુજીને કહ્યું, "ગુરુજી, આપણી શાળાના વાડામાં અમે બાગ બનાવીએ ?" ગુરુજીએ હા કહી.

બીજે દહાડે છોકરાઓએ ભેગા મળી પાવડાથી વાડો સાફ કરી નાખ્યો. વાડાની બરાબર વચમાં સીધો ઉભો રસ્તો રાખ્યો. આથી તે વાડાના બે સરખા ભાગ થઈ ગયા. તે રસ્તાને બરાબર મધ્યમાં કાપે એવો બીજો આડો રસ્તો રાખ્યો. આમ કરવાથી વાડાના કુલ ચાર ભાગ થયા.

ગુરુજીએ દરેક વર્ગને વાડાનો એક એક ભાગ આપ્યો. અને તેમને કહ્યુ કે "તમારે તમારા ક્યારા ચોકખા રાખી રોજ પાણી પાવું પડશે." પછી નાની નાની કોદાળીઓ વડે છોકરાઓએ જુદા જુદા આકારના ક્યારા બનાવ્યા. ક્યારા તૈયાર થયા એટલે તેમાં ફૂલઝાડના બી વાવ્યાં.

આ રીતે ચાર ધોરણની ચાર વાડીઓ થઇ. હવે છોકરાઓએ કહ્યું, "ગુરુજી, અમારો બાગ કેવો થશે તે અમારે ઘેર અમારા ભાઇ બેનને બતાવવું છે, તે કેવી રીતે થાય ?" ગુરુજી કહે, "તમે આ વાડીનો નકશો દોરી ઘેર બતાવજો."

છોકરાઓએ કહ્યું, " ત્યારે ગુરુજી, અમને વાડીનો નકશો બનાવતાં શીખવોને ! "

ગુરુજી એક કાગળ ને પેનસીલ લઇ આવ્યા પછી તેમણે આંકણી વડે લીટીઓ આંકી વાડાના જેવો એક લંબ ચોરસ દોર્યો. તેની બરાબર મધ્યમાં બે લીટી દોરી ઉભો રસ્તો બનાવ્યો, અને તેને બરાબર મધ્યમાં છેદે એવો બીજો રસ્તો બનાવ્યો. પછી તે લંબચોરસના ચારે ભાગમાં, ભાગમાં હતા તેવા ક્યારા કાઢ્યા.

વાડીનો નકશો જોઇ છોકરા બોલી ઉઠ્યા, " ગુરુજી, આ નકશામાં તો ઝાડ, રોપા કે માંડવો કશું દેખાવાનું નહિ. " ગુરુજી કહે, " ઝાડ, રોપા અને છોડ તો વાડીનું ચિત્ર દોર્યું હોય તો બતાવાય. " છોકરાઓ કહે, " ગુરુજી, ત્યારે તો નકશામાં અને ચિત્રમાં તો બહુ ફેર ! " ગુરુજી કહે, " ખરી વાત. કોઇ પણ જગાના નકશામાં જગાનો આકાર જ જણાય. આપણી શાળાના નકશામાં ભીંતો અને તેમની પરના નકશા કબાટ વગેરે ન બતાવાય; પણ આખું મકાન ઉપાડી લઇએ અને ભોંય પર તેનો જે આકાર રહી જાય તે બતાવાય. "